પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા-મણકો ૧૫ મો



# લાખા પટેલની લાકડી.

પ્રયોજક

સ્વ. પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના શિષ્ય

**મુનિ શ્રી** [illegible]

દેખો પુણ્યપ્રભાવની, અતિ અલૌકિક વાત,
બીજ-હાથમા કણસલુ, આર-હાથમા દાત

Reg No 3

પ્રકાશક

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક

**ગોપાળજી રૂઘનાથ શાહ**

પોસ્ટ ઓફીસ પાસે-વઢવાણ કેમ્પ.



આવૃત્તિ ૧લી પ્રત ૨૦૦૦
સ ૧૯૮૧ વીર સ ૨૪૫૧

પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસમા સી એમ મોદીએ છાપ્યુ
ખાડીઆ, જેઠાભાઇની પોળ, અમદાવાદ

મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજી સ્વામીના સદુપદેશથી, શ્રી અમરચદ
જેસીંગભાઇને ત્યા પુત્રજન્મપ્રસગની ખુશાલી અર્થે, ભેટ



# બે બોલ.

આ નાની વાર્તા લખવાનો હેતુ તે વાચનારના ધ્યાનમાં તુરત આવી જાય તેમ હોવાથી અહીં તે વિષે કશો ઉલ્લેખ કરતો નથી, કારણકે તેથી વાચકોનો રસભંગ થવાનો ભય રહે છે લુખ્ખા ઉપદેશથી સમાજ ઉપર જે અસર થાય છે તે કરતા દૃષ્ટાંતથી અ ં ંથી બોધ તારવી લેવાનુ કામ વાચક કે શ્રોતા ટ રહેલા હોવાથી વધારે સારી અસર થાય છે, તેથી જ એક ઉપદેશના વિષયને વાર્તાના રૂપમા ગુથવાની મે જરૂર માની છે

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો હક્ક પ્રકાશક સંસ્થાએ રાખ્યો છે પરન્તુ તેનો જેમ બને તેમ વધારે ફેલાવો કરવો એ હિતકારક છે, તેથી જો કોઈ તેનો મફત પ્રચાર કરવા ઇચ્છશે તો તેને સંસ્થા પરવાનગી આપશે અગર તો તેને જોઈતી પ્રતો છપાવી આપવાનું કાર્ય પણ કરી આપશે ગામડાની પ્રજામા અને ખાસ કરીને ખેડૂત વર્ગમા તેનો ફેલાવો થાય એ વધારે ઇચ્છવાજોગ છે

વીર સં ૨૪૫૧ ના
શ્રાવણ સુદ ૫

પ્રયોજક.

# લાખા પટેલની લાકડી.

(૧)

મનોરીયું એ એક નાનું ગામ હતું અને મોટા ભાગની વસતી પાટીદાર ખેડૂતની હતી. લાખો પટેલ મનોરીયાની પાટીદારની ન્યાતનો પટેલ હતો. તેને ઘેર બે જોડ બળદ હતા, સારી પેઠે જમીન હતી અને ગાડે બે ભેંસની જોગવાઈ પણ હતી. પટેલની ઉમર પચાસેક વર્ષની હતી અને તેમને વીસેક વર્ષનો એક દીકરો હતો. ખેતીની આવક સારી હોવા છતાં લાખા પટેલ બહુ લાલચી હોવાથી કોઈ દિવસ નિરાંતે એમનો નહિ. ખેતીનું કામ હોય ત્યારે તો તે અને તેનો દીકરો કરસન ખેતરમાં કામકાજ માટે જાય, પરન્તુ શિયાળુ પાક ઘેર આવી ગયા પછી એકાદ-બે મહીનો નવરાશનો મળતો તે પણ તે સુખે ગાળતો નહિ. એ વખતે તે અને તેનો દીકરો ગાડા જોડીને પાસેના શહેરમાં જતા અને ગાડાં ભાડે ફેરવતા. ખેતીની આવક અને પરચુરણ ભાડા-ભથ્થાની આવકથી તથા બીજી બાજુએ ઘરખર્ચમાંથી કરકસર કરવાની ટેવથી લાખો પટેલ સારી મૂડીવાળો લેખાતો હતો. તેનો આ લોભીયો સ્વભાવ નિંદાતો પણ ખરો, પરન્તુ ન્યાતનો પટેલ, પૈસાદાર ખેડૂત અને ગામના વાણીયાનો પણ માનીતો, એટલે ગામમાં કોઈ પ્રગટ રીતે લાખા પટેલની નિંદા કરી શકતું નહિ.

લાખો જેવો લોભીયો હતો, તેવો જ ઉતાવળીઓ હતો. કોઈ પણ કામ જેમ બને તેમ ઉતાવળે કરી નાખીને તુરત બીજું કામ હાથમાં લેવું એવો તેનો સ્વભાવ હતો અને એ જ પ્રકારનો ઉપદેશ તે પોતાના પુત્રને પણ આપ્યા કરતો હતો. કરસનને ગાડું આપીને ક્યાંય ભાડે મોકલ્યો હોય અને તે વહેલો આવે તોપણ લાખો તેને એટલું તો જરૂર કહેતો કે “અત્યાર સુધી શું કર્યું? ગાડું જરા ઉતાવળે ચલાવવું’તું ને!”

પટેલના આ ઉતાવળીયા સ્વભાવને લીધે તેના બળદનો પણ મરો થતો. હળ હાંકતા કે ગાડુ હાંકતા તે બળદનુ પૂછડુ હાથમાથી છોડતો જ નહિ. વારેવારે તે આમળતો, હોનારતી બળદને ઉતાવળે ચલાવતો અને મ્હોંએથી તેને તથા તેના માબાપને અવળચંડી જેની પાસેથી પોતે બળદને વેચાતો રાખ્યો હોય તે તેના આગલા માલીકને પણ ગાળો દેતો. બળદની દુર્દશા આટલાથી જ પતી જતી નહિ. લાખા પટેલે એક લાકડી રાખી હતી અને તે લાકડીને એક છેડે તેણે પોતાના ગામના લુહાર પાસે લોખંડની આર નખાવી હતી. હળ હાંકતા કે ગાડુ હાંકતા એ લાકડી તે પોતાના હાથમા રાખતો અને વારેવારે તે બળદની પીઠપર ઘોંચતો. આર વાગવાથી બળદો ઉતાવળે ચાલતા, પટેલનુ કામ જલ્દી પતતુ પરન્તુ બળદને જે પીડા થતી તે અસહ્ય હતી. આરવાળી લાકડી બળદને ઘોંચવાની પટેલની ટેવથી તેના ચારે બળદની પીઠપર લોહીયાળ ઘામા અથવા ચાઠા પડી ગયા હતા. બીજા બળદોના આ ઘામા સાધારણ હતા પરન્તુ એક કાળા બળદની પીઠપરનુ ચાઠુ તો મોટુ અને લોહીયાળ હતુ અને તે જોતા જ ચીતરી ચડતી. તે ઘામામાથી લોહી-મિશ્રિત પાણી ઝમ્યા કરતુ. માખીઓ બણબણ્યા કરતી અને બિચારો બળદ પૂછડાવડે માખીઓ ઉડાડતો. કોઈ વાર તો માખીઓના ચટકાથી તે વ્યાકુળ બની જતો પરન્તુ તેની મનની સ્થિતિ લાખા પટેલને કહી શકતી નહોતી કે 'હવે કાંઈ દયા કરીને મારા આ દુઃખ મટાડો અને લાકડીની આર ઘોંચવાની ટેવ મૂકી દો.' એ બળદની જમણી આંખ કાંઈક ખામીવાળી હતી એટલે પટેલ બળદને હમેશા ડાબી બાજુએ જ જોડતા, કે જેથી ચાલવામા કાંઈ હરકત આવે નહિ, પરન્તુ તે એક જ બાજુએ જોડાતો રહેવાથી પટેલની લાકડી હમેશા એક જ ઠેકાણે ઘોંચાતી અને તેથી બિચારા બળદની પીઠપરનુ ઘામુ વધારે દુઃખદાયક થઈ પડ્યુ હતુ. લાખો પટેલ ડાબોડીયો હતો. ઘા કરવામા કે લાકડી મારવામા તેનો ડાબો હાથ જમણા હાથ કરતા વધારે જોરમા ચાલતો હતો તે પણ કાળા બળદની દુર્દશાનુ એક વિશેષ કારણ હતુ.

કોઇ કોઇ વાર જ્યારે બળદનુ પાડુ કોઇ દયાળુ માણસના જોવામા આવતું ત્યારે તે પટેલને સિપાઇ મળદને થોડા દિવસ આરામ આપવાની સૂચના કરતો, પરન્તુ એ સૂચના લાખા પટેલને મદિ રૂચતી નહિ કોઇ દવા કરવાની સૂચના કરતુ તે પણ પટેલ કાનસોસરી કાઢી નાખતો અને જ્યારે તે માટે તેને કોઇ બહુ કહેતુ, ત્યારે તે ગામની સીમમાથી આવળ કે બાવળીના પાનડા લાવી તે વાટીને તેનો લેપ એ પાડાપર કરતો–એ પ્રમાણે વગર પૈસાની દવા કરીને લાખો વેઠ ઉતારતો

(૨)

અહો ! આપણા પૂર્વજો કેવા ડાહ્યા, સમજુ અને દયાળુ હતા ! તેઓએ એક એવો નિયમ ઠરાવેલો છે કે અગીઆરશ અને અમાવાસ્યાને દિવસે ગમે તેવુ મહત્વનુ કામ હોય તોપણ બળદની ખાધ ઉપર ધુંસરુ પડે જ નહિ આવા પવિત્ર દિવસો મૂગા પ્રાણીઓને માટે કેવળ આરામરૂપ થઈ પડે છે અને આખા મહિનામા બે અગીઆરશો તથા એક અમાસ એ પ્રમાણે ૩ દિવસોએ મજૂરીમાથી આરામ મળતા તેમનો આત્મા એવા નિયમ ઠરાવનારા સમાજના નાયકોને જરૂર આશીર્વાદ આપતો હશે

પણ લાખો ભારે ચતુર હતો જો બે રૂપિયા પેદા થતા હોય, તો તે કોઇ પણ યુક્તિ કરીને અગીઆરશ તથા અમાસને પણ વટાવી ખાતો ! આવતી કાલે અમાસ કે અગીઆરશ હોય તો તે આજે જ રાતના દસ વાગતા ગાડુ લઇને નીકળી પડતો અને બહારગામનુ ભાડુ કરીને બીજે દિવસે ઘેર પાછો ફરતો !

આજે લાખા પટેલને એક સારા ભાડાનુ કામ મળ્યુ એક વેપારીનો માલ અનોરીયાથી પદર કોસ દૂર આવેલા શહેરમા લઈ જવાનો હતો, પરન્તુ આવતી કાલ અમાસ થતી હોવાથી કોઇ ખેડૂત ગાડુ જોડવાની હા કહેતો નહોતો જો માલ આવતી કાલે ન પહોચે તો વેપારીને નુકસાન થાય તેમ હતુ, એટલે તેણે ગાડુ જોડે તેને મ્હોમાગ્યા પૈસા આપવાનુ કબૂલ્યુ.

સાધારણ રીતે ચાર રૂપિયાના ભાડાના લાખા પટેલે દશ રૂપિયા માગ્યા અને વેપારીએ તે ભાડું કબૂલ કર્યું લાખાએ રાતના દસ વાગે માલનું ગાડું ભર્યું અને ગામ બહાર કાઢ્યું ગામથી દૂર પોતાના ખેતરમાં રાત ગાળી અને અમાસના દિવસ પ્રભાતમાં તે માલનું ભરેલું ગાડું વેપારી સાથેના ઠરાવ મુજબ લઈ ગયો અને દશ રૂપિયા રળ્યો

અમાસ પછીને દિવસે તે ઘર તરફ પાછો ફર્યો માર્ગમાં તેનું ખેતર આવતું હતું એટલે તેના છોકરા કરસને પોતાના બાપને ખેતરમાં બળદ છોડીને જરા આરામ લેવાનું સૂચવ્યું લાખાએ ગાડું છોડ્યું, પણ તેને તુરત સાંભર્યું કે ખેતરમાં કપાસની સાંઠીના બે ભાર પડ્યા હતા તે ઘેર લઈ જવાના છે તુરત જ તેણે ગાડામાં સાંઠીઓના ભાર ભર્યા અને એકાદ કલાકમાં તો સાંઠીનું ભરેલું ગાડું ઘર તરફ હાંક્યું

ગાડું એકાદ ખેતરના નહિ ગયું હોય, એટલામાં પાછળથી કોઈ બૂમ મારતું સંભળાયું 'એ ગાડાવાળા! ઊભા રહો! ઊભા રહો!"

લાખાએ પાછું વાળી જોયું તો સરકારના સિપાઈઓને જોયા! "ઓ બાપ! આ તો સીપાઈઓ ગાડું વેઠ પકડવા આવતા લાગે છે!" એવું બોલતા લાખાએ ગાડાને ઉતાવળે હાંકીને સીપાઈઓની નજરમાંથી છટકી જવા માટે બળદો ઉપર લાકડીનો અને લાકડીમાંની આરનો ઉપરાઉપરી પ્રહાર ચલાવ્યા પેલો કાળો બળદ પણ આજે એ ગાડામાં જોડાયો હતો આર ઘોંચાતા જ બળદો ઉછળીને દોડવા લાગ્યા પરન્તુ દોડતા દોડતા રસ્તામાં ઠોકર વાગવાથી કાળો બળદ પડ્યો અને તેનું જોતર તૂટી ગયું! ગાડું એકદમ અટકી પડ્યું

બળદને ઉઠાડવા લાખાએ તથા કરસને બહુએ યત્ન કર્યો થોડી વધારે લાકડીઓ તેને મારી, આરો ઘોંચી, પૂંછડું પકડીને ઊભો કરવા માંડ્યો પરન્તુ નબળે શરીરે ખરા તડકામાં ઉપરાઉપરી બે દિવસસુધી ભારભરેલે

આડે ૧૫-૧૫ કોસની મુસાફરીથી બળદના શરીરમાં ઊભા થવાની કે ચાલવાની જરા પણ આય રહી નહોતી

એટલામાં પાછળ બમો મારી રહેલા સિપાઇઓ આવી પહોચ્યા લાખાએ છટકવા યત્ન કરેલો હોવાથી તેઓ લાખા ઉપર બહુ ગુસ્સે થએલા હતા, તેથી આવતા વાંત તેઓ લાખાને મ્હોભાવની ગાળો દેવા લાગ્યા અને લાખાને તે ચુપચૂપ સાભળવી પડી

અમદાવાદના પોલીસ સુપરિન્ટેન્ડન્ટ તે પ્રદેશમાં મોટારમાં બેસીને શિકારે નીકળ્યા હતા પાચ સાત હરણીયા મારીને મોટારમાં નાખ્યા હતા, પરન્તુ પાછા ફરતા મોટાર ખોટકાઈ ગઈ અને કેમે કરતા ચાલી નહિ, એટલે રણવગડાની વચ્ચે મોટાર માદા પડેલા હાથીની પેઠે સ્થિર પડી હતી સાહેબ અને તેમની મડમ તો પગે ચાલીને ઘેર જવા ચાલ્યા ગયા પણ હવે મોટારને કેવી રીતે ઘેર પહોચાડવી તેનો સિપાઇઓને મોટો વિચાર પડ્યો હતો સાહેબ શહેરમાં પહોચે અને બીજી મોટારને પેલી મોટાર ખેચવા મોકલે તો રાત પડી જાય આથી સાહેબ ગયા કે તુરત સિપાઇઓએ નજીકમાં કોઇનુ ગાડુ મેળવવાની તજવીજ કરવા માડી, એટલામાં લાખાનુ ગાડુ સિપાઇઓની નજરે પડ્યુ

સિપાઇઓએ લાખાને સારી પેઠે ગાળો સભળાવી, પછી તેમાના એકે કહ્યુ "હવે તુ કેમ ઊભો રહ્યો છે, અલ્યા ? એકદમ ગાડુ લઇને ચાલ, સાહેબની મોટાર ખોટકાઇ છે તેને શહેરમાં ખેચી જવી છે "

"પણ ગાડામાં તો સાંઠીઓ ભરી છેને બાપજી !" લાખાએ ગરીબાઇથી કહ્યુ

"સાંઠીઓ ઉતારી નાખ અને ખાલી ગાડુ લઇને ચાલ "

"રણવગડામાં સાંઠીઓ રેઢી રહે ?"

"સાલા બદમાશ ! સાંઠીઓ રેઢી ન રહે ને મોટાર રેઢી રહે, કેમ ?" એમ બોલતા જ સિપાઇએ પોતાના હાથમાની સોટી લાખાના વાંસામાં ફટકાવી

" પણ બાપજી ! મારો બળદ થાકીને લોથ થઇ પડ્યો છે તે કેમે કરતા ઉઠતો નથી, પછી ગાડુ કેમ કરીને ચલાવુ ? " લાખાએ જણાવ્યુ

" બળદને ઉઠાડ, નહિતો તારી છાતીપર ધુસરૂ રાખીને ચાલ, પણ તારૂ ગાડુ લીધા વિના અમે તને છોડવાના નથી " બીજા સિપાઇએ કહ્યુ

આ સાભળીને લાખો અહીંયા તેણે બહુએ યત્ન કર્યો, સિપાઇઓએ પણ બળદને ઉઠાડવા સોટીઓનો અખતરો કરી જોયો, પણ બળદ ઉઠ્યો નહિ અને તેને વધારે ને વધારે હાફ ચડતી હોય એવુ માલૂમ પડયુ તેની આખો, નાક અને મ્હોમાથી પાણી છુટી રહ્યુ હતુ બળદને ઉઠાડવાના યત્નથી થાકીને લાખો બોલ્યો " મ્હો બાપજી ! હવે મારો શો ઉપાય ? "

" ઉપાય તને કહ્યો છે એક બળદ તારી પાસે છે અને ધૂસરાનો બીજો છેડો તુ કે તારો છોકરો લઇને ચાલો હવે ઉતાવળ કર, મોડુ થાય છે તુ જીવે કે મરે, પણ આજ ગાડુ ચલાવ્યા વિના તારો છૂટકો નથી " સિપાઇએ નિર્દયતાથી કહ્યુ

લાખાએ બહુએ કાલાવાલા કર્યા પણ સિપાઇઓએ માન્યુ નહિ પોતાને ભાડાના દસ રૂ મળ્યા હતા તે સિપાઇઓને લાચના આપી દેવા માડ્યા, તોપણ સિપાઇઓએ પોતાની હઠ ન છોડી છેવટે બીજો કાઇ માર્ગ ન રહેવાથી લાખાને ગાડાનુ ધૂસરૂ પોતાની છાતીપર લેવા તૈયાર થવુ પડયુ સાદીઓના ભાર ગાડામાથી છોડીને બાજુએ ઉતારવામા આવ્યો અને ગાડાના ધૂસરાનો એક છેડો બળદની ખાધપર તથા બીજો છેડો પોતાની છાતી સમાણો રાખી લાખો ગાડુ ખેચી ચાલવા લાગ્યો '

(૩)

મનુષ્યવૃત્તિ કુતૂહલપ્રિય છે તેને કુતૂહલ બહુ ગમે છે પછી તે કુતૂહલમા દુષ્ટતા, નિર્દયતા કે હાનિ ગમે તે અનર્થો રહેલા હોય તેની તે ભાગ્યે જ દરકાર કરે છે લાખાનુ ગાડુ આવી પહોચતા એક દોરડાવડે મોટરને ગાડા સાથે જોડવામા આવી અને પછી બેઉ સિપાઇઓ ગાડાપર

ચડી બેઠા આટલો ભાર ખેંચીને બળદની સાથે ચાલવાનું કામ સહેલું નહોતું, તોપણ લાખો જેમ તેમ કરીને ચાલવા લાગ્યો સિપાઇઓ ગાડામાં બેઠા બેઠા કુતૂહલ કરવા લાગ્યા "બળદના ગાડામાં તો હું ઘણી વાર બેઠો હોઇશ, પણ આજ તો માણસના ગાડામાં હું બેઠો" એમ એક સિપાઈ બોલ્યો અને બીજાએ લાખાની આરવાળી લાકડી લબાવીને લાખાની પીઠપર ઘોચી, જેમ પોતે બળદને હાકતો હોય તેમ ડચકારો કર્યો અને પછી બેઉ ખડખડ હસી પડયા ! એ આર વાસામાં ભોંકાતાં લાખાની આંખે અંધારાં આવી ગયાં અને તે ક્ષણભર ઊભો રહી બોલ્યો "બાપજી ! હું ચાલું છું ને મને શાને પજવો છો ?"

એક સિપાઇ મજાકમાં બોલ્યો "અલ્યા, તું તો અત્યારે બળદ બન્યો છે ને વળી બોલ્યો ક્યાંથી ? શું બળદ બોલે છે ?"

બીજો સિપાઈ મીજાજ કરતો બોલ્યો "સાળા ઢૂચા ! બળદ કરતાં ધીમો ચાલે છે કેમ ? શું મધરાતે મોટાર પહોંચાડવી છે ? ચાલ, બળદની સાથે દોડ જોઇએ !" એમ કહી તેણે ફરીથી લાખાના વાસામાં આર ઘોંચી અને લાખાને ક્ષણભર અવાક્-મૂગા બળદની દશા સ્વીકારીને બળદની જ સજ્ઞાપૂર્વક દોડવું પડયું !

ગામમાં પહોંચતાસુધીમાં તેને સિપાઇઓની કેટલીએ લાકડીઓ ખાવી પડી અને આરના કેટલાએ ગોદા ખાવા પડયા સાંજના ચાર વાગતાં તેણે સાહેબની મોટારને બંગલે પહોંચાડી.

થાક, ખેદ અને શરીરને થતી વેદનાથી લાખો વ્યાકુળ બની ગયો હતો બંગલે જઈને તેણે પાણી પીધું અને પછી બંગલાની બહારના ઓટલાપર તે પિછોડી પાથરીને સૂતો, પરન્તુ સૂતાં તેની પીઠપર વાગેલા આરના ગોદા તથા છૂટેલી લોહીની ધારોથી તેને અસહ્ય પીડા થવા લાગી. ચત્તા સૂઇ શકાય તેમ નહિ હોવાથી તે પડખાભેર સૂતો અને મૂગો-મૂગો

પુષ્કળ રડયો એટલામા સામે આવેલા રસ્તાપર તેણે એક ગમ્મત જોઇ એટલે તે ક્ષણભર પોતાનુ દુ ખ વિસરી ગયો

ગમ્મત એ હતી કે એક મુન્શીજીના પુત્રની જાન અત્યારે સ્ટેશન-પર જતી હતી અને મુન્શીજીએ પોતાના પુત્રને સુદર વસ્ત્રો પહેરાવીને ઘોડા-પર બેસાડયો હતો જાનના એ વરઘોડામા સાજન સારી પેઠે મળ્યુ હતુ ઢોલ, નગારા, શરણાઇ, ભેરી, બેન્ડ, વગેરેના અવાજથી શોર મચી રહ્યો હતો, પરન્તુ જે ઘોડાપર વરરાજા બેઠા હતા તે ઘોડો ઘરના બારણા આગળથી એક ડગલુ પણ આગળ વધતો નહોતો ! વરરાજા એડી મારવા લાગ્યા, લગામને ઝટકાવવા લાગ્યા, પણ ઘોડો કદમ ઉઠાવેજ નહિ ! દસેક મિનિટ એમ વીતી ગઈ કોઇએ ચાબૂક આણીને ઘોડાને તેના ફટકા મા-રવા માડયા પણ ઘોડાના પગ જાણે કે જમીન સાથે જડાઇ ગયા જ ન હોય ! મુન્શીજી આ જોઈને ઘોડાપર ક્રોધે ભરાતા હતા, એટલામા એક મિત્રે કહ્યુ "અડીયલ જાનવર છે, તેથી એમ નહિ ચાલે પાછળથી ડડા લગાવો એટલે એની મેળે દોડવા લાગશે" એ ઉપાય અજમાવવામા આવ્યો અને ઘોડાએ પગ ઉઠાવ્યા પણ તે કેવી રીતે ? આગલા પગ ઉઠાવીને તે ઝાડ થવા લાગ્યો અને પાછલે પગે લોકોને લાતો મારવા લાગ્યો ! વળી બીજાએ કહ્યુ "તેના પૂછડા પાસે બળતી મશાલ રાખો એટલે તેની આચથી તે ચાલવા લાગશે" આ દરખાસ્તનો સ્વીકાર કરવામા આવ્યો પરન્તુ પરિણામ એ આવ્યુ કે ઘોડાનુ પૂછડુ બળી ગયુ, ઘોડો બે ચાર વાર ઉછળ્યો પણ ચાલ્યો તો નહિ જ ! સાજ પડવા આવી, ગાડીનો વખત થવા આવ્યો હતો, જો ગાડી ચુકાય તો લગ્નનુ મુહૂર્ત વહી જાય મુન્શીજીએ એક નવી યુક્તિ બતાવી "એક વાસણમા થોડી ચદી લાવો અને તે ઘોડાના મ્હોં આગળ ધરો, પછી એ વાસણ પકડીને એક માણસ ચાલશે એટલે તેની પાછળ પાછળ ચદીની લાલચથી ઘોડો પણ ચાલશે" પણ એ રીતે ઘોડો ચાલ્યો નહિ રસ્તે જતા એક કલાલે કહ્યુ-

"તેને દારૂ પાઓ એટલે ચાલશે ' દારૂ લાવવામા આવ્યો પણ ઘોડાએ તે સુઘ્યો જ નહિ એક જણે ઘોડાના ગળાના દોરડુ બાધી તે ખેચવા માડયુ, દોરડાના બળથી ઘોડો ગુગળાવા લાગ્યો પણ ચાલ્યો તો નહિ જ ! છેવટે વરરાજાને ઘોડાપરથી નીચે ઉતારીને એક ભાડાની ગાડીમા સ્ટેશનપર પહોચાડવાની મુન્શીજીને જરૂર પડી ! આ દૃશ્ય જોઇને લાખો પોતાના દેહદુખને વિસરીને ખડખડાટ હસી પડયો

સુપરિન્ટેન્ડન્ટ સાહેબનો એક પટાવાળો પણ આ રમૂજી દૃશ્ય જોઈ રહ્યો હતો તેણે લાખાને ખડખડાટ હસી પડેલો જોઇ પૂછયુ "અલ્યા પટેલ ! તને કેમ હસવુ આવ્યુ ?" લાખાએ કહ્યુ "આ ઘોડાની હઠથી પેલા મુન્શીજી કાયર થયા અને છોકરાને ગાડામા બેસાડી ઉતાવળે સ્ટેશનપર મોકલવો પડયો, પણ ઘોડો તો ન જ ખસ્યો, એ જોઇને મને હસવુ આવ્યુ " પટાવાળાએ કહ્યુ ' એ તો એક પાદરી સાહેબનો ઘોડો છે મુન્શીજી પાદરી સાહેબને ઉર્દુ શિખવવા જાય છે, એટલે છોકરાના વરઘોડા માટે તેમનો ઘોડો માગી લીધો, પણ મુન્શીજી જાણતા નથી કે એ તો સાચા પાદરીનો ઘોડો છે એ પાદરી સાહેબ રવિવારને દિવસે પોતાના ઘોડાપર પલાણ નાખતા નથી અને વર્ષોની એ ટેવને લીધે ઘોડો રવિવારના દિવસને ઓળખી લે છે રવિવારનો દિવસ એટલે પોતાનો આરામનો દિવસ એમ એ ઘોડો સમજે છે, છતા બળજોરથી તેને તબેલામાથી ખેચી આણ્યો એટલે તે બિચારો આવ્યો, પણ એ નહિ ગરીબ બિચારો બળદ–એ તો ઘોડો, મરીને કકડા થાય પણ જો હઠે ચડયો હોય તો એક ડગલુ પણ ભરે નહિ ઘોડા જેવુ જાનવર પણ પોતાના આરામના દિવસનો હક છોડવા માગતુ નથી–પછી તેની પાસે મુન્શીજીની શી મગદૂર ?"

ઘોડાએ લીધેલી રવિવારની રજાની વાત સાભળીને લાખાને પોતાનો કાળીયો બળદ સાભરી આવ્યો અને બળદ ઉપરની દયાથી આજે પહેલી જ વાર તેની આખોમા આસુ આવ્યા તેણે વિચાર્યુ "આ તેજદાર ઘોડાએ

નો પોતાના માને પાસેથી બળ જમણીથી પણ રજાનો હક મેળવ્યો, પણ બિચારો મારો નળીયો બળદ તેને તો બુ અમાસે ને અગીઆરશે પણ ધૂસરેથી છોડતો નથી! તે બિચારામા ઘોડા જેટલી અક્કલ નથી, ઘોડા જેટલી હદનો ગુણ નથી, નહિતો આ ઘોડાએ જેમ મુન્શીને ઠેકાણે આણ્યા તેમ મારો બળદ મને ભાનમા લાવ્યા વિના કેમ રહે? પણ બિચારૂ ગરીબ પ્રાણી! લાકડીઓ ખાય, આર ઘોચાય, પાઠાપર માખીઓ બણબણે, ભૂખ્યો હોય, તરસ્યો હોય, અમાસ હોય કે બીજો દિવસ હોય પણ આનાકાની કર્યા વિના પોતાના ધણીનુ વહીતરૂ કર્યા જ કરે! અરર! આરના ગોદા તો હજી મને સાલરે છે! બાપરે! વાંસો જરા દુખાતા લાહ્ય લાહ્ય બળે છે, તો બિચારા બળદને શુનુ શુ થતુ હશે? બિચારા કાળીયાનુ તો પાઠુ જોઇને જ દયા આવે, પછી તે થાકીને રસ્તામા પડી ગયો તેમા તેનો શો વાક? મે મૂર્ખે તેને ઉઠાડવાને વળી ઉપરથી માર માર્યો! તે વખતે તેને કેટલી વેદના થઇ હશે? મે તો આજે પહેલી જ વાર આરના ઘોદા ખાધા અને વ્યસન લીધુ છે, પણ તેણે તો આખી જીદગીસુધી માર ખાધો અને વહીતરૂ કર્યું, તેને શુ કાંઈ નહિ થતુ હોય?"

(૪)

ક્રમાનુક્રમે હવે લાખાના મનોમંદિરમા પ્રકાશ પૂર્યો પોતાને થએલી વેદના, લાગેલો થાક, એ ઉપરથી બળદની દુર્દશાનુ અનુમાન તે કરી શક્યો મુન્શીજીના ઘોડાનુ દૃષ્ટાંત નજર સમીપે બનતા ઘોડા કરતા શાંત અને ગરીબ એવા બળદ જેવા જાનવરના આરામના દિવસો પોતે લૂટી લઇને તેના પર કેવો જુલમ ગુજારતો હતો તેનું તેને ભાન થયુ હવે તે એ જ વિચારમા ત્યાંથી ઉઠ્યો પાછુ ધૂમરૂ ખાંધે ભેરવીને બળદની સાથે ગાડુ લઇ જવાનુ હતુ અને વગડામા સાંઝના ભોર પડ્યા હતા સૂર્યાસ્ત થયો હતો પરન્તુ હજી દિવસનુ અજવાળુ હતુ ગાડુ ખાલી હોવાથી અને આ વખતે પાછળથી સિપાઇઓ તરફથી લાકડીના ગોદા નહિ ખાવા પડતા

હોવાથી લાખો એક નાકમા ગાડુ ખેચી ગયો અને ત્યા જઇને જૂએ છે તો કન્સન એકલો ગમગીન બેઠેલો અને કાળીયો બળદ મૃત્યુ પામેલો !

જે વખતે લાખાને પહેલી જ વાર બળદ ઉપર દયા ઉપજી, તે જ વખતે આખી જીદગીસુધી લાખાની નિદયતાનો અનુભવ કરી ચૂકેલો બળદ બિચારો મરી ગયો હતો લાખાની દયાળુતાનો લાભ બિચારા બળદને તો ન જ મળ્યો ! અત્યત શોકાત્ત હૃદયે, સુકોમળ ભાવે, લાખો ધ્રુસ્કે ને ધ્રુસ્કે ત્યા રડયો અને બોલ્યો "આ બિચારા બળદને મે જાણી જાઇને મારી ના ખ્યો છે, હવે હુ ક્યે ભવે છૂટીશ ? તેની પીઠપર લોહીયાળ પાઠુ પડયુ ત્યાસુધી મે તેને આરના ગોદા મારવામા કચાશ રાખી નહિ, તેના પાઠને રૂઝવવાને મે કોઈ વાર તેની દવા પણ કરી નહિ, તેને ઉતાવળો ચલાવવાને તેને લાકડીઓ મારવામા પણ મે કસી મણા રાખી નથી, અમાસ અગિયારશનો પણ વિચાર કર્યો નથી એ મારૂ પાપ હવે જરૂર ઉગી આવશે-"

લાખો આવુ બોલી રહ્યો હતો એટલામા રસ્તેથી ચાલ્યો જતો એક બાવો આ શો પ્રકાર બન્યો છે તે જાણવાને ઉભો હતો તે લાખાના શબ્દો સાભળીને બોલ્યો "જો, બાપુ ! પાપ કદી ઉગી આવ્યા વિના રહેતુ જ નથી જમણો હાથ જે કાઈ વાવે છે તે જમણા હાથને મળે છે અને ડાબો હાથ જે વાવે છે તે ડાબા હાથને મળે છે તુ ખેતરમા બી ઓરવા જાય છે ત્યારે કયે હાથે જમીનમા બી ઓરે છે ?"

લાખાએ જરા શાત પડીને કહ્યુ "જમણા હાથે"

"અને વાવણીયુ હાકતા બળદને આર કયે હાથે મારે છે ?"

"ડાબા હાથે" લાખાએ જવાબ આપ્યો.

બાવો બોલ્યો "તો પછી બાપુ ! જ્યારે એ ખેતરમા પાક થાય છે ત્યારે જે જમણા હાથે બી ઓર્યા હોય છે તે જ હાથમા અનાજથી ભરેલા કણસલા આવે છે અને જે ડાબે હાથે બળદને લોઢાની આરના ગોદા માર્યા હોય છે તેજ ડાબા હાથમા લોઢાના દાતરડા સિવાય બીજુ શુ હોય છે ?

અનાજનુ બી ઉગ્યુ તો તે વાવનાર જમણા હાથને કણસલુ મળ્યુ અને સોટાની નાની સરખી આર પણ ઉગી તો તેના બદલામા ડાબા હાથને લોટાનુ મોટુ ફાતરફૂ મળ્યુ ! જમણાએ જેવુ વાવ્યુ તેવુ જમણાને મળ્યુ, ડાબાએ જેવુ વાવ્યુ તેવુ ડાબાને મળ્યુ !

" દેખો પુણ્યપ્રભાવની,
" અતિ અલૌકિક વાત,
" બીજ–હાથમા કણસનુ,
" આર–હાથમા દાત "

આ દૃષ્ટાત બાવાને મુખેથી સાભળીને લાખાના હૃદયમા ચોપાસ પ્રકાશ ફેલાઇ ગયો ને એકદમ બાવાને પગે પડયા અને બોલ્યો "બાપજી ! ત્યારે મે તો ઘણુએ પાપ કર્યા છે, મને હવે તેમાથી ઉગરવાનો આરો બતાવો "

બાવાએ કહ્યુ " બેટા ! હવે તુ એવા ભલા કર્મો કર કે તારા પાપ બળીને ભસ્મ થઇ જાય આ તારો કાળીયો બળદ દુ ખ વેઠીને મુઓ, પરન્તુ એ બળદે તને આટલુ જ્ઞાન આપ્યુ માટે તેને તુ તારો ગુરૂ માન "

' ખરી વાત, બાપજી ! એ જ મારો ગુરૂ તેણે પોતાનો જીવ કાઢી આપીને મને શિખામણ આપી હુ ગામનો પટેલ છુ એટલે આજ ઘેર જઇને હુ મારા આખા ગામમાથી લાકડીની આરો કઢાવી નાખીશ અને આરવાળી લાકડી રાખનારનો દડ ઠરાવીશ વળી અમાસ–અગીઆરશ પાળવાનો બરાબર બદોબસ્ત કરીશ, કેમ બાપજી, એવુ કરૂને ? "

" ખરુ છે, બેટા ! એથી આખા ગામના અવાચક બળદો તને આશીર્વાદ આપશે અને એ રીતે તે અજ્ઞાનવડે કરેલા પાપો પ્રજળી જશે " બાવો એમ કહીને ચાલતો થયો

લાખાને હવે સાચો બોધ મળી ગયો હતો અને તેના દિલમા તે ઠસી ગયો હતો તેણે કાળીયા બળદના મુડદાને ગાડામા નાખ્યુ અને તે ઉપર સાડીઓના ભોર બાધીને ગાડુ જોડી તે ઘર તરફ ચાલ્યો બીજા

બળદની જગ્યાએ બાપદીકરો વારાફરતી ધૂસરૂ લઇ ચાલતા હતા એકાદ પહોર રાત ગઈ ત્યારે તેઓ ઘેર પહોચ્યા

બળદનુ મુડદુ પટેલે ચામડીયાને સોપ્યુ નહિ પણ ગામ બહાર તેને દટાવ્યુ અને તેના ઉપર તેણે એક નાની સરખી દહેરી ચણાવી ગામના બધા ખેડૂતોને પટેલે એકઠા કરી, સૌની મારી માગી, અગીઆરશ–અમાસનો પાકો બદોબસ્ત કર્યો અને લાકડીઓમા કોઈએ આર ન ખાવવી નહિ, ગાડામા ૩૦ મણથી વધારે ભાર કોઇએ ભરવો નહિ, વગેરે બાબતોના જૂના ઠરાવોને પાછા સજીવન કર્યા **લાખા** પટેલે ગામાત ખાતામા ૧૦૦૦ રૂપિયા ધર્માદાના પોતાની રાજીખુશીથી આપ્યા અને એ રૂપિયાનુ બાર માસે જે કાઈ વ્યાજ આવે તેમાથી દર વર્ષે એક દિવસે–કાળીયા બળદના મૃત્યુને દિવસે ગામના બધા બળદોને ગોળ ખવરાવીને અણોજો પળાવવો એવો નિયમ ઠરાવ્યો

તે દિવસથી **મનોરીયાનો** કોઇ પણ ખેડૂત કાળીયા બળદની દેહેરી પાનથી જ્યારે નીકળતો, ત્યારે પોતાના બળદ ઉપર તે ગમે તેટલો ગ્હીડાએલા હોય તોપણ તે શાત બની જતો અને પોતાના મગા ઢોર ઉપર તેને દયા આવતી

